


છપાવી પ્રસીદ્ધ કરનાર.

જેશીંગભાઈ મોતીલાલ શાહ.

રીચીરોડ-અમદાવાદ.

અમદાવાદમાં

શ્રી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. અમરતલાલ જેશીંગભાઇએ છાપ્યું.

આવૃતી ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૬૮ સને ૧૯૧૨

કીંમત આઠ આના.



સુરદાસ.

દાસપરે દયા લાવો રે, દયાળુ દેવા દાસપરે દયા લાવો,
સંસારી સંબંધ તોડી, જીવ આપ ચરણે જોડી;
હું તો બની બેઠો બાવો બાવો રે, દયાળુ દેવા દાસપરે દયા લાવો.
આંખ વીનાનું સંકટ આવું, ખાડા માંહી ગોથા ખાવું;
મારે અધીનાથી આવો આવો રે, દયાળુ દેવા દાસપરે દયા લાવો

૨ સુરદાસ.

આંખ વીના અંધારૂ રે. સદાય મારે આંખ વીના અંધારૂ.
કોઇ કહેશે લાલ લીલું આ ધોળુંને આ પીળું:
મારે મન સઘળું ખારૂ ખારૂ રે, સદાય મારે આંખ વીનાનું અંધારૂં.
કોઇને જગ લાગે ખારૂ, કોઇને લાગે નઠારૂં,
મારે મન ઉજ્વતર ખારૂ ખારૂ રે, સદાય મારે આંખ વીનાનું અંધારૂં.

૩ નરસીંહ મેહેતો.

વહાલા વેગે આવો રે, દયા દીલ લાવો રે, બીડું મારી ભાગવા હોજી.
નહિ આવો તો છાના ઉઘાડું, હું છીદ્ર વહાલા;
ડેરામાં ઉછરી, ગોવાળીઆમાં વાશ.
ખાંધે કાળી કામળી, માગી ખાધી છાશ;
હું રાખું તમથી દાવો રે, બીડું મારી ભાગવા હોજી.
બેમાના બે બાપના, નકટા નીર્લજ બાળ;
મહિમાખણના ચોરણ, કંસ તણા હે કાળ.
સાંડ તજે રાધા તણી, દુરીજન આપે ગાલ;
ધીરા વેગે ધાવો રે, બીડું મારી ભાગવા હોજી.

૪

સમજ સત્કાર્મ કરીલો ભાઇ, કાયા આકાશ જશે કરમાઇ;
રામ ગયા રાવણ ગયો'ને, ગયા કૃષ્ણ ગયો કંસ.
બળવીર પણ બળહીણ બન્યા, જ્યાં કઠણ કારનો ડંસ સમજ;

સ્વારથ તણો સંસાર મુઢ તું. માયામાં રહ્યો મોહી;
કાળ ઝપાટ જપટશે ત્યારે, રહીશ રાંકડા રોઇ. સમજ.
માત તાતને ભ્રાત ભગીની, કોઇ નવ સાથે જાય;
પાપ પુન્યએ પ્રભુ દરબારે, ત્રાજવડે તોલાય. સમજ.

૫ પવિત્ર લીલાવતી.

કરી વેશ્યાની યારી ઉભા અટારી, ભાભી અમારી પેલા તમારા પ્રાણ;
જાવે થાઓ મેયારી, ભાભી અમારી પેલા તમારા પ્રાણ,
વીંછીનો આંકડો વેશ્યા છે વસમી, જો જો ન થાએ જાણ.
જાણશે તો ઝેર ઓકશે જાગું, કરશે રાંડ રોકાણ,
જુએ જલકી ઝાગી, હાથમાં ધારી, બેઠા અટારી. પેલા તમારા પ્રાણ.

૬ વીણાવેલી.

ઘટઘટમાં તીરથ રહ્યો, ઘટમાં આતમારામ,
પ્રેમી મન તીરથ વસો, પ્રીતમ સાર્શીમરામ.
દાઝયો ભુડા દુધથી, છોડે છે શીદ છાશ;
સાહસ કરતાં પ્રાણીઆ, સુખનું સત્યાનાશ.

૭ હરિશ્ચંદ્ર.

ઇંદ્ર સાંત થાઓ સાંત થાઓ, તમે રૂષી રાય.
કરો નહિ કલેશ કાંઇ, પોતાના રે કાય,
ધીરા થઇને સાંભળો, મારી એક વાત;
સરત કરો બંને જણા અંગે એક સાક્ષાત,
હારે બંને જણમાં કોઇ, આપે તપ ફળ.
ખાલી કલેશ શાને કરો, થઇને આપ વીહળ,
વી કબુલ કબુલ કબુલ સર્વ, છે અમારો રાય;
હારે જાય એમાં કોનું. તપ ફળ જાય

૮ સુરદાસ.

કે તે ગયે જખમાર ભજન વીના કે તે જખમાર;
પ્રભાતે ઉઠી નાવત ધોવત, પાલત હે આચાર. ભજન.
દયા ધરમકો નામ ન જાણ્યો, એસો પ્રેત ચંડાળ. ભજન.

૯ સુરદાસ.

કયું નીંદ ભરસોયા મુસાફર, કયું નીંદ ભરસોયા;
મનસા દેહી દેવતાકુ દુર્લભ, જન્મ આકારત ખોયા.
ધનદાસ જોબન સુત તેરો, વામે મન તેસ મોહ્યા. મુસાફર.
સુરદાસ પ્રભુ ચલેઇ પેપકુ, પીછે નેનું ભરસયો. મુસાફર.

૧૦ સુરદાસ.

સાચો કળજુગ આયો, અબતો અબતો સાચો કળજુગ આયો.
પુત્ર પીતાકા કહયો ન માન્યો, કરે અપને મન ભાયો, અબતો.
સ્ત્રી પતિવ્રતા ધરમ પાળ્યો, નીરખત પુરૂષ પરાયો, અબતો.
સન્યાસી ધન સાંચવી લાગ્યા, હરી સ્મરણ વીસારયો. અબતો.
રાજા કપટી રૈયત દુખ પાવે, બ્રાહ્મણ બાહોત ભટકાયો. અબતો.
વાસુ સરખા એજ હોત હે, સબ જુગ પાપએ છુટયો. અબતો.
ગોજ બીંદ્રાવન મથુરા નગરી, કાનકો નીર સુકાયો. અબતો.
સુરદાસ પ્રભુ હરી, ભજન વીના મોહેકુ ટાપ જીતાયો. અબતો.

૧૧ જુગલ જુગારી.

અમો અબળાને માયા વ્હાલીર વ્હાલીરે વ્હાલી,
પ્રીતી વહાલી રે અમોને વસ્ત્ર કરાવો ઘરેણા ઘડાવો
મોતીડે મડોતો મન ખાલીરે ખાલીરે ખાલી મન ખાલીરે—
નેહની નજરે નાથજી મારી નારી બને ઘેલી રે
કાલી રે કાલી ઘેલી કાલી રે—અમો.

૧૨ જુગલ જુગારી.

વહાલમજી સાડી ગુલાબી મંગાવો,
પોલકા બનાવો મોતીડાં ટંકાવો.
બંગડી બે હીરાની, મોંઘી મઢાવો.—વહાલમજી.

સાખી.

સુરતમાંજ જાણાય છે, ધુતારાના ઢંગ;
જેવો વાનો પુરૂષો, તેવા ચડશે રંગ.
નારીના હુલાસમાં રસીલી તારી રીસાઇ એ—વહાલમજી.

૧૩ કરણઘેલો.

ચાહે તું ધિકાર માર પ્યારમાં બોલાવીને,
પ્યારમાં બોલાવી પ્રાણ સુખમાં ડોલાવીને—ચાહે.
ચુક પડી ક્ષમા કર કવિલા હવે,
શાંતિ તું પમાડ વિરહ અગ્નિને ઓલાવીને—ચાહે.
તારા સમાન નથી વહાલી બીજી મને,
માન મુક માનીતી મન મદને ઓલાવીને—ચાહે.

૧૪ કલાવતી.

સ્વામી મળવાની લાલ્સ, ચહાય આ પ્રાણરે. સ્વામી.
તુજ આધારે જીવન દોરી, કરો શું વખાણ સ્વયંવરમાણ.

તારે હાથ પ્રાણુ, લેને મારા પ્રાણુ.
આણુ પ્રાણુ પ્રા. સ્વામી.
હવે ચાલો, બહુ ગાલો, વખત હાલો, જરી ભાલો
કોક પકડે, બાજી બગડે, થશે હાણુ સઉ ટાલો. સ્વામી.

૧૫ ખુને નાહક.

મોહનીયા પ્યારી સનમસે મીલાવો
ને આહો જો માગો વોહી મોસે પાવો
એહ મુંહ કાલા ઔર મસાલા જાકે ખુશકા ખાવો
મયજલા હું પરકમે તુમ ઔર ન આગ લગાવો
જનમ એહ ગુન ગાતુ બીનતી સદા મગ કરૂં

૧૬ દેખકે જન્નત મારા જીયર.

નાલો નામ ઉસ ગુલકા ટહલો જાવો
મત માંહ ચાંદકો ગહન લગાવોજી
બનકે ખબતી યું નહી ફલકપે ખાક ઉડાવોજી.
મેરી કસમ તુમ નાહી સુખન યેહ સુનાવો.

૧૭ મુળરાજ સોલંકી.

સનનન સોહે સાવરીયા શામ
પ્યારે પ્યારે નયનામે વારી વારી જાઉ. સનનન.
એક તો હાલે પાયા મુખડેપે આગલ, દુજે દીખાવે ઉંગલીયારામ
તીજ ભરે મોરી છતીયાપે, સુટકી ક્યા જાદુ ડાલે ગુજરીયા શામ
તાકજ બાગે મોરા જીયા લુભાવં નયનોકી પ્યારી પતઆસા નામ
જાઓ હોજી ન બઇયાં મરોરે છોડો [illegible] શામ

૧૮ સુંદરવેણી.

જોબનના રંગમાં ઝુલે.
રમશો ના જોડશ મન મોહનની સંગ—રંગમાં.
છણુંકા કરતી છલબલી ઠપકો દે થઉ દંગ.
તુજ શમનાના શરમ મુકીએજે જો મચાવીશ જંગ—રંગમાં
મદન રંગથી પ્રફુલિત થાશે ચપાએલ આતંગ
મહાલશું ચાલશું પ્રીતમ પ્રીત પણુ નહિ આવે ઢંગ રંગમાં.

૧૯ રાજબીજ.

અહો જુદાઇ માણુ જની શીદ અણુજાણુ
મળી આનંદ લહાણુ ચાલ ચમન ઉડાણ.
તુ છે છબીલી નાર, થાર, હું રંગીલો ભર

બન્યું નેહું નીરધાર મણી કુંદન જડાવ
ઢાંક માથાની વેણ, કાળી નાગણી ફેણ,
પ્યારી અણી ભાલાનેણ, જરા ધીરે નચાવ
વાગ્યો કલેજે કારી ઘાવ, દુખ દેણુ ભારી.
જરા થા દયાળુ પ્યારી, મને મરતો બચાવ
જોયું જ્યારથી આ મુખ, કામ આપે બહુ દુખ,
ગયો ચોરી મારૂં સુખ, પ્રિયે પાછુ અપાવ.

૨૦ સતી અનુસયા.

હાંહાંરે સંતો સંત સમાગમ મોટો, હાંહાં.
જેનો ત્રિભુવનમાં નહીં જોટો—જોટોરે—સંતો.
કરતા હરિભજન વ્યાપાર (૨)
જેમાં કદી ન આવે તોટો—તોટોરે—સંતો.
જગમાં જાયુ ને જવાનું (૨)
કરતાં ખાળ ખોરભો ખોટો—ખોટોરે—સંતો,
ધરવું ધ્યાન હરિનું સાચું (૨)
એ વીણુ સઘળો ગરબડ ગોટો—ગોટોરે—સંતો.

૨૧ મદનવસંત.

કહું વાત હું વિગતે વિચાર, વનિતા વખત વધુ ન લગાડ
કર ધરીને કરવર પ્યાર વનિતા વખત વધુ ન લગાડ
રંગ રમાડું સંગે જમાડું, પ્રીતિ ચખાડું રીતિ દેખાડું
રસમાં ડુબાવુ નાર, વનિતા વખત વધુ ન લગાડ
પ્રેમ રિચ સાડી પહેરાવું હાડી કમખાને ચોળી ચગુીયોને નાડી
હાર હીરાનાને માળા સુંવાળી ઝાંઝર ઝુમણાં મોતીની વાળી
પતરાવું પકવાન થા તું તો બનડી પગમાં ગે જોડાને છત્રી લે કાળી
બેસવાને ગાડીને ફરવાને વાડી હું તારો લાડો ને તું મારી લાડી
હું તારો પાડો ને તું મારી પાડી
મીઠા મીઠા મેવા ને જોઇને જોઇને લેવા
લહેરાજીના લીલાહ નહી ખાવા કે પીવા
તું ચાલને થા તઇયાર—વનિતા—કહું.

૨૨ સુરદાસ.

ભીરુ—આ તારા વચનો સારાં સ્નેહે સાંભળતાં
શાંતી પામ્યું છે મન મારૂં રે આજે—
જગની જંજાળમાંથી જાગતા બચાવોજી

ધન્ય ગુરૂ ચિંતામણી ધારૂ રે આજે—
ચીન્તા—ભક્તિ ભગવાન કેરી કરનાં હમેશાંજી
થવાનું ત્વરાએ શુભ તારૂં રે—શાણા
બીરબ—આ તારા વચનો સાચાંજી

૨૩ ભક્તિવિજય.

મને વ્રજવાસ છે વ્હાલો, કરો શિદ આગ્રહ ઠાલોરે
સગાં સહોદર માત ને તાતના ફોગટ છે સહુ ફંદ,
આનંદમુર્તી નંદકુમારની સ્નેહે ધરી સુખકંદ.
પાયો મને પ્રેમનો પ્યાલો રે. કરો૦
અધમ સ્વામીને લેજો ઉગારી, બહુ વિધ આપી બોધ;
આપની ભક્તિ નહીં કદી ભુલથી નહિ કરૂં અવરોધ.
મીરાં ચીતોડમાં ચાલોર. ક૦
ભુધરને ભજી દુર ધરી મેં દુનિયાની દરકાર
પ્રાણ જતાં પણ હું નહિ ચુકું લાલની પ્રીત લગાર.
ખોટા સહુ જગના પ્યાલો રે.

૨૪ ભક્તિવિજય.

મારા રંગીલા ગીરિધરલાલ આવ્યા રૂડું રૂપ ધરી,
દાસી મીરાને દિનદયાળ બેટો વંગે ભાવ ધરી,
જાણ્યું નથી જેણે હજી શુદ્ધ તમારૂં સ્વરૂપ,
ડરશે એ દિલમાંહી, હું તો આનંદ પામીશું અનુપ —બેટો—મીરાં
જળ સ્થળમાં હું જોઉં છું તમને ત્રિભુવન નાથ,
ડરવાની નથી દેવ હું તો બળથી દોડીને ભરૂં બાથ. મીરાં.

૨૫ ભક્તિવિજય.

ઘેલી થઈ રે હુંતો ઘેલી થઈ, હું વ્હાલા નંદલાલ વાંસે હુંતો ઘેલી થઈ
નામ લઈ રે એનું નામ લઈ હું તો વ્રજના વ્હાલાનું એનું નામ લઈ
આ રે સંસારીયાનું સગપણ છોડી રે (૨)
રૂડા રસ સાથે રાચી રહી, વહાલા
લગની લાગી છે મને, લટકાળા લાલથી રે (૨)
જપુ કાનુડાની માળા કરમાં ગ્રહી, વહાલા.

૨૬ જયરાજ.

મોહન આવો મહેલતાને પોઢો પ્રેમે પલંગ,
અંગ ફુલ્યાં નવરંગ અમારાં, રાય રમોને રંગ.
સલુણા સાહેબાજી હો. મોરે મન મોહની લાગી રાજ.
આજ ભરી ભર રંગ તમોને છાંડુ છબીલા છેલ

ચઉદ બ્રહ્માંડ ચકિત બને એવા ખાતે બતાવું ખેલ—સ૦
એક છબી છે આપની એવીજ સુરજ કોટી સમાય,
પીરસી પીરસ કંચન થાશું હરખ હૃદયે ન સમાય—સ૦

૨૭ **સુરદાસ.**

હુંતો ભજન કરીશ હરીનું, સદા સુખે—ભજન
આ સંસાર આગ સમ લાગે મિથ્યા ફાંફાં મારી હારી
નહી કોઇને કહેતા તમારી વાત આ બંધાઉં છું
રાખો ભરોસો હૃદયમાં, હું દેવના સમ ખાઉં છું
છોડો ક્ષમા લાવી મને, ઝટ અહિંથી જાવા દિઓ
સંતો તણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાવા દિઓ

૨૮ **સુરદાસ.**

મેં ભયનો છોડયો ભાસ, નયનો કરીને ન્યારાં
ઘટ ઘરમાં કરજે વાસ, પ્રીતે પ્રભુજી પ્યારા—ટેક
બીઠલ વહાલું બીરદ બીચારી, આ સેવકને લેજે ઉગારી
ભારી વીહારી શરણે સ્વીકારી ટાણે હરો મુજ ત્રાસ રે—મેં ભયનો
આંખ વીના અતીશય દુખી થાશે જીંદગી આની શી રીતે જાશે
આવે હવે શું ગભરાવે હવે શું શાને બનો છે. ઉદાસરે

૨૯ **સતી દ્રૌપદી.**

શામળીઆજી કરજો મારી સહાય રે
વહાલા ગરૂડે ચડીને વેલા આવજો રે
શામ સલુણા સુભદ્રાના વીર રે
આ દીન બાળાની લાજ દયાળુ રાખજો રે
છોગાળા છે વાત છેલી નથી કોઇ મારૂં બેલી,
વા'લા તુજ ગુણની ઘેલી દાસી દુખમાં ડુબેલી,
દુખીની દાદ ને ફરીયાદ અંતર લાવજો રે
કકિરવ કર્મે ચંડાળ દુસીાસન નિર્દય અરે,
જોતા પાંચ ભરથાર પાપી પટકુળ તાણતો;
વા'રે આવોને દયા દીલ લાવોને
નાથ હું અનાથ નારી ભરૂસો છે સુંદર ભારી,
જેવી તેવી છું તમરી વા'લા દેશો ના વિસારી
હેતે હળધરજીના વીર આવી ઉગારજો રે.

૩૦ સુરદાસ.

વ્હાલા વ્રજલાલ સાથે લાગીરે લગનીયાં મ્હારી મહારાજ
પ્યારી છબી શામળાની સ્થાપી ઘટ ઘરમાં મેં તો
એને હાથે છે મારી લાજ
વૃંદાવનમાં ફરતા ધરતા વરતા આ આ......વ્હાલા.
છાંડે નીત હેત ધારી બંધુ હળધરના
હું તો સેવું છોડીને બીજા...વંદા......આ વ્હાલા,

૩૧ સતી દ્રૌપદી.

ગોવીંદ ગુણ ગાઓ રે નરનાર,
ગોપાળ ગુણ ગાવો રે નરનાર
ગીરીધરશ્રી ધરશ્રી મુરલીધર
નામથી નેહ લગાવો રે—હાં નેહ લગાવો રે.
મારૂં તારૂં મિથ્યા માની કૃષ્ણ કૃષ્ણ કહે જાવો રે. રે૦
અધમ ઉધારણ ભવ જળ તારણ,
નિરભય નામથી થવો રે ભય નામથી જાવો રે. રે૦

૩૨

જાગરે જીવ સંભારને શ્રીહરી શઠ થઇ શું સુતો સોડ તાણી
પોટલાં પાપનાં બાંધીયા સાથ નવ જ્ઞાન વઇરાગની વાત જાણી—
દિવસે ચોદિશ ભમ્યો રાત નિદ્રા વિશે સ્વપ્નમાં સાંભરે ખોટી માયા
જન્મીને જીવનનો સાર જાણ્યો નહી નવ ઘડી એક ગોવીંદ ગાયા
મોહમાં રહી મચ્યો પ્રપંચમાં તું પચ્યો ચિંતામણી એળે ખોયો
ચાર્યું કરશે નહી હાર્યું હેવું પડે અંતે પસ્તાઇ પસ્તાઇ રોયો.

૩૩ મીરાંબાઈ.

હરી મારા હૃદે રહેજે પ્રભુ મારી પાસે રહેજે
જેનજે ન્યારા થાતા રામ મને દીનનો વિશ્વાસ છે
મીરાંબાઇને મારવા જ્યારે રાણે હઠો લીધી રામ--મને
ઝેરનાં પ્યાલા મીરાંબાઇએ અમૃત કરી આરોગ્યા રામ—
જુનાગઢના ચોકમાં જ્યારે નાગરે હઠો લીધી રામ—મને૦
નરસિંહ મહેતાની હુંડી લઇને દ્વારીકામાં દીધી રામ—મને૦
શબરી કેરાં એઠાં બોર પ્રેમે કરી આરોગ્યા રામ—મને૦
ત્રણ ભુવનના નાથ તમને મીરાંબાઇએ ગાયા રામ—

૩૪ વિક્રમચરિત્ર.

નજર કરો નાથ જરા ઓળખી લ્યો નારી,
શું હું બીજી કે કંથ આપનીજ પ્યારી—નજર૦
હેમ પ્યાલો હાથમાં ને મહી માંહું દુધ,
પીશું સામા પાસથી શું તેની ભુલ્યા શુધ
કોણ હતી એ તે કંથ દુધ પાનારી—નજર૦

૩૫ સદેવંત સાવળીંગા.

વહેલા ઉઘાડો દ્વાર, સદેવંત વહેલા ઉઘાડો દ્વાર,
એકલી ઊભું છું હું બહાર, સદેવંત વહેલા ઉઘાડો
મારે લગાડો ન વાર, સદેવંત વહેલા ઉઘાડો—ટેક,
છે મનથી તુજ મશ્કરી, જીવજ મારો જાય
ઉભી રહું આંહી એકલી, તેમ તેમ હૃદય ચીરાય—સદે૦
માત પિતા મેં પરહર્યા, તજી નાત ને જાત
તમ અરથે બની ઘેલડી, આખા બાજમ રાત—સદે૦
હવે હદ થઈ વાલમાં દરશન દો ઝટ આપ
શક્તિ સહન કરવી નથી, તમ વિયોગ કેરો તાપ—સદે૦

૩૬

સુણ બેની મારી જે, જે થઇ સતી નારી
પતિને પ્રભુ જાણતી, તું જોને વિચારી—સુણ૦
સીતા કુંતા સુલોચન, અનેક સતિ સતિ વિખ્યાત
વરતી સરવે તેમજ ભલા, વિના અવર નહી વાત—સુણ૦
આશ્રય એક એને સાચા, પતિ અને જગદીશ
પતિ રક્ષણથી દઇવ પોતે, ત્યારે સાચા ઇશ—સુણ૦
નળને પ્રભુ જાણ્યા દમયંતી એકજ પતિ અન્ય.
પતિ સ્મરણ તે દી ન ચુકી સંકટમાં શુધ મન—સુણ૦
જુઓ દ્રોપદી પાંડવ જનની, સતી જે નિરમળ નાર
દુઃખ દુર્યોધનથી પામી તવ કૃષ્ણે કીધી વ્હાર—સુણ૦
માટે એ સતીઓની રીતી, રાખીને જગમાંય
શીયળ તણું કરવું રક્ષણ, ને કંથ તણી સેવાય—સુણ૦

૩૭ નંદબત્રીસી.

મન ભુલાવે મન લોભાવે, મન ચકડોળે મન ચડાવેજી;
શુધ પવિત્ર નિરમળ આત્મા, કાદવે રગદોળાવેજી,
જોવાનું તે નવ દે જોવા, નહી જોવાનું બતાવજી

અમસ્ત મુકી વીખને વળગે, નરક મહી રૌળાવેજી
વારૂ વનીતા વીશ્વ મહી છે, કોઇ ગોરી કાળીજી
દુખી છે સંતોષ મહી નથી, સુખકર જીદ્દ આણીજી—

૩૮ ઉમાદેવડી.

ગાજે ગગન ગર્રર ગગન ગરરર ઝબકે વિજળીયો ઝરરર,
વરસે વરસાદ ઝરમર વરસાદ ઝરમર વિયોગીના ચીર ચરરર
ભીની બાળા હાય અરરર સ્વામી સોડે પેસે સરરર—ગાજે૦
હરીયારી ભુલી ભલી, હરીઆળા વળી વન,
હરીયાળુ સંજોગમાં,
અરે વીરહે ઉઠે છે અગનરે સજની મદન પીડા ક્યાં દહીયે
બાળા રડીએરે મનમાં મુઝાઇએ—સજની૦
નદીઓ ખરરર નાસતી સાગર સ્વામી પાસ
મોર મયુરીને મળે
ચટપટ લાગે રે આવે સમે ભોગી ભેટવા રે
માતાજી મેર જો કરે, કુંવારી કોડે કરગરે
મચ્યો મદન મહાવીર, મચ્યો મદન મહાવીર,
થઇએ માતાજી અમે થરરર—ગાજે૦

૩૯ વીણાવેલી.

રે રડીઆળા રઘુવીર જગધારજો
આજીજી આ અબળાની અવધારજો રે
હું દીન બાળા કોપ્યા કંથ કુમારજો
વાદળ વરસે રૂધીર મુશળ ધારજો
ભલે આ [illegible] અહીંયાં માંયે
કદી નાથ આરા [illegible] નહિ
સતી સંત જીવે પતિ ગુણ ગાઇ
સતીની ગતી છે પતિ હાથ સ્હાઇ
રે દીન બંધુ—જાળવજો બરધાર જો
છેવટના છે પ્રણામ પ્રાણાધારજો

૪૦ ભક્તરાજ અમરીસ.

ચાલ ચાલરે મારા સમ ભરીયા,
તારી ઠમકતી ચાલ મને બહુ ગમતી,
વાંકી પુછડી નથી સીધી વળતી
તારા કઠણ બોલ ચાંબીઆના તોલ,
ઘુ ઘુ ઘુ કોલ આપરે વહાલા વશ વસીયા. ચાલ૦

૪૧ ભક્તરાજ અમરીસ.

જાદુથી ભુલાવેછે આ ભાન, નટખટ બહુ કરૂ પિછાન, (જાદુથી૦
સુંદારો છે કે ઠગારો કોઈ, મોત વિણુ મરવા આવ્યો નાદાન
ઠગાઇથી ઘુસ્યો ઘરમાં આતો,
જોઇ એનું મુખ મારો જીવડો જાતો,
(અલીએ હું આનો બાપલું, શુધ ખાપ, તારો વર ઠીક કહુંછું કે
આવું અદીઠ કર)
(જાને રોયા ઘરઆરો જો, વહુ તારિમી, ખડ મુખે ખા લાજી મર
આપણે પજતથી રહીએ બાપુડી આવું ના કહીએ
દુર હડ પાજી છોડ પતરાજી.
ઠીક, ઠીક, ઠીક.
વારે મારા ધુત્રરાળા, લટકાળા ચટકાળા વ્હાલજી વાલમજી
ડાવડુ ઝાલજે અમથુડા આનુ જઈ
ગરદન મારીયે મ્હોમાં ડુચો દઈ;
ફુટ ફુટ છોકરા,
જા ઠગ ડોકરા,
સુક ડોક મારી કહુ છું મદ ભાંગી.
લ્હાવો લીયો શેઠ મેં માગી લે, લે, લે,
ચાલો મફતીયા અમથુડા એને જવા દીએ,
એ તરણન હેવાન.

૪૨ ભક્તરાજ અમરીસ.

મોહનજીને મળવા તલપે મારૂ ચીતરે,
પ્રેમની આંખો પ્રેમની પાંખો;
પ્રેમના ગાઉં મુખે ગીતરે—મોહનજી.
સાગર સંગે સરીતા ઉમંગે
મળવા દોડે ધરી પ્રીત રે—મોહનજી૦
પ્રેમે મળશું જ્ઞાનમાં ભળશું,
વહેલા વળશું હાં ખચીત રે—મોહનજી.

૪૩ જગતસિંહ.

દુનિયામાં નથી કોઇએ દીઠો પ્રેમ કીનારો,
સાગર મહી ફુલનો પ્રેમી કોઇએ ન ઉગાર્યો—દુનીયા૦
મતલબમાં મુઝાએલો ભમર એમ ભમાયો,
પ્રેમાંધ બની પુષ્પ કમળમાં એહ બીડાયો—દુનીયા૦

પંખી પરદેશી પ્રેમ વગડે જઇને મુઝાયો,
ઝાડીમાં ઝુગી વાટ નહિ એમ અથડાયો—દુનીયા૦
આ મિત્ર મળે ભોમીઓ, આરે હવે આરો;
નહીતો ધવાએલો ફળે એ બળદ બીચારો—દુનીયા૦

૪૪ ભક્તરાજ અમરીસ.

શાથી સુંદર છે મારા નાથ—મારો નાથ રે
ભક્તમણી એ દાસ કૃષ્ણનાથજી,
ગુણસાગર એ નટવર નાગર;
મોહી અમર વરને સોંપ્યો હાથ (૩) રે—ભક્ત૦
કરવાને ગનના ભાગનો તન,
સંસાર કરીશું એનો સાથ (૩) રે—ભક્ત૦

૪૫ નંદબત્રીસી.

જાગી જોને તું જીવડા, અલ્યા જાગી જોને જરી;
સુતો શું અભાગી, સુખના સ્વપ્નમાં ઠરી (૨) જાગી.
સ્વારથનું સગપણ સંસારે, તેમાં મુઢ તું શું લપટાએ,
કહું શું સુખડા હજુ માયા ના ગરી
વ્યાહના ચીતની ના ચળી, તૃષ્ણા તનની ના ટળી—જાગી.
ફરે મરણના માથે રે ફેરો સુકૃત કરીને ભવજળ તરીએ;
માનવ દેહ મોંઘો ધેલા મળશે ના ફરી
ગાંઠ મળશે ના ફરી, જુવાની મરશે ના ફરી
જપ તો જાગે છે વહી, તે ચીતમાં કાં નહી—જાગી

૪૬ નંદબત્રીસી.

આ સ્વપ્ના સમ સંસાર સમજી જોને શાણા,
દુર્લભ માનવ અવતાર અવની મહી એ રાણી.
બાળપણું રમતાં ગુમાવે,
જુવાનીમાં લંપટપણું ભાવે;
વૃદ્ધપણાએ જીવ લોભે તણાએ, રટે નહી કીરતાર રે—આ૦
મરણ શ્વાસ જવ ચાલુ થાએ,
કૃત્ય કુડાં નજરે ઉભરાયે;
પીડાઠ ભારે, પસ્તાય પાપી, ત્યારે આંસુ વહે ચોધાર રે—આ૦

૪૭ સ્મારણજીત.

મહી વેચવા હાલી હું તો મહી વેચવા હાલી,
મારગે પલકારા મારતી ફર ફુડી પ્રાસી;

જુવાનીઆની નજર પડતાં લાગુ બહુ વહાલી.
પ્રેમ પરખી પરણું હું તો મોક ન ઠાલી માલી—હું તો૰
આણી મારગીઅર મરદપર માં કર કરડી આંખ
પોપટ પડયો પ્રેમ પાંજરે પાળ ગમે તોડ પાંખ;
પાળીએ નહી અમે પોપટડા, આદરના સારનાર,
અડીએ નહી અળખામણાને રંડે ને પડતું ગમાર;
સીદને થકા ખાસ તું પાયલ સીદને ધકા ખાસ,
તારા જેવા તો પગ મારે પણ હઉ ન તાલી રે—હું તો૰

## ૪૮ રમાદેવી.

જરા નાચોજી નખરેથી યાર, હાંરે જરા બેસોજી નખરેથી યાર:
તેરી મેરી જોડી બની મજેદાર—જરા૰
ચાલું મટાથી મહાલુ અટાથી, એતો ઇશકબાજીનો વહેવાર—હાંરે
હવે નેન મીલાવોને પ્રેમ શીખાવોને ઓર લુંટાવોને જોબનીયાનીબહાર
હજી લટકેથી આવોને મટકેથી આવોને ઓર સુણાવો ઝાંઝરનો ઝમકા
ઉંહું હું ઉંહુંહું યાર, ઇશકના જોજો દેદાર—રંગીલા૰

## ૪૯ લીલાવતી.

અવરમદન અલબેલો આનો દીસે અવરમદન અલબેલો.
સરદ પુનમના સુધાકર સરખો, આજ નગરમાં ઉગેલો—આનો૰
મનોહર કસ્તુરીઆ મૃગ માફક, જોઉ ઝરમે ઝકેલો—આ તો
હું નીરભાગી નાથ તજી મુને, વેસ્યા આવાસે વસેલો—આ તો૰
ધન ગુણીકા ધરણી તજી મુજને, પ્રીય કર્યો મમ પરણેલો—આતો૰
ચંદ ચકોરને મહુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો—આ તો૰
અધ્યારી વેશે મને નહી જાણે, મગ છગ છેલછબીલો—આ તો૰

## ૫૦ વીણાવેલી.

હા માનેલી માતેલી છકેલી છોકરી તારૂં ઉતારૂં ગુમાન,
હા ચઢીને ચઢી તું છેક ચઢી ભુલી નાના મોટાનું ભાન;
પહેલાં પાણી પીને ઘર પુછે, પછી એતો મહાઅજાણ—હા.
લાડ લડાનીએ બાળપણે, પછી કરે અપમાન,
પાલી ભુલી ભાન કદાપી સ્વાન રહેવું નુકશાન. :
હાય કુપાત્ર ને પ્રીતીનું પાત્રજ, રહેશે આખો ભવ દુખનીધાન

## ૫૧ નવલકુસુમ.

ભરી ભરી પ્રીતીની પ્યાલી પીજો ને પીવરાવજો—ભરી ભરી
લટકે ને મટકે રસીલી રસીયાને રીઝાવજો—લટકે

જીવનનો લહાવો લેજોજી, જોબનનો લાવો દેજોજી,
રસનાના રંગ તરંગમાં, ઝલજો ને ઝલાવજો—ભરી
બની તમ ગુલ રસીલી રે, પીયુ બુલબુલ રસીલીને,
જોબનના જાદુમાં રે, ફુલજો ને ફુલાવજો—ભરી

૫૨ **લીલાવતી.**

આજ આવી રાજ હજુરમાં કરજોડીને કરૂં વીનતી—ટેક.
એક કામસેના વેશ્યા અહીં સાચી શતરૂ તે તો મારી સહી
રાત દીન ઘેર તેને રહી, મમ પુત્રની બગડી મતી—આજ
કુળમાં કલંક કપુતથી, આમને જરી ગાંઠતો નથી,
એથી આપને કરૂં અરજ આ, મુકી ભેટણું પદ ભુપતી
હુકમે હમારી પીડા હરી, ગુણીકા કનેથી કૃપા કરી,
અમ પુત્ર અપાવીએ થાઓ રાજ્યના ચડતી રીતી—આજ

૫૩ **સતી અનુસયા.**

મારે મંદીરે પધારો યોગીરાજ મહારાજ,
ભોજન કરાવું મન ભાવતા;
ઘેબર ઘારી જલેબી શીરો સુખડી,
મોતીચુર ને મેસુર લાગે ભુખશું;
ચક્ષુ તતબીરે કાચલી વડી તમ કાજ—ભોજન
નેહે નીપજાવું શાક ભાત ભાતના,
રૂડાં રાઇતાં બનાવું જાત જાતનાં,
આવી જુકતીથી પીરશું પ્રીતે ધરી આજ—ભોજન૦

૫૪ **સતી અનુસયા.**

મારે મ્હોડા મનાવી રાણી ફુલેશરાની;
કલાવી પટાવી પુછો શું તમે (૨)
ફુલ સુગંધીવાળાં રૂડાં રંગે રૂપાળાં,
તેની મીઠી સુગંધી કોને ના ગમે;
કોને ના ગમે--મારે
લીલાં પીળાં ઝાડ પાન—ઉપર પંખી કરે ગાન;
રાજ કાને સાંભળવાં કોને ના ગમે;
કોને ના ગમે—મારે

૫૫ **કબીરદાસ.**

રામ નામ તું ભજલે પ્યારે, કાયકુ મગરૂબી કરતા હૈ
કચી મટીકા બંગલા તેરા, પાન પલકમે ઢળતા હૈ

બ્રાહ્મણ હોકર પુરાન વાંચો, સ્નાન તરપન કરતા હે.
સર્વ કાલ સુચીન રહે તો, ઓ ક્યાં સાહેબ મીલતા હે
જોગી હોકરે જટા વધારે, હાલ મસ્તમેં રહેતા હે,
ઉપ્પર ધરે કર હાથ સુકાવે, ઓ ક્યાં સાહેબ મીલતા હે—રામ
મુલ્લા હોકર બાંગ પુકારે, વોક્યા સાહેબ બહેરા હે
મુંગીકે પાંવકા અવાજ બાજે, ઓભી અલ્લા સુનતા હે
જંગમ હોકર લીંગ બધાવે, ઘરઘર લેકર ફીરતા હે
શંખ બજા કર ભીક્ષા માગે, ઓ ક્યાં સાહેબ મીલતા હે
કહત કબીરા સુન ભાઇ સાધુ, મનકી માલા જપતા હે
ભાવ ભક્તિસે ધ્યાન ધરત હે, ઉનકુ સાહેબ મીલતા હે

૫૬ મીરાંબાઇ.

મુખડાની માયા લાગીરે, મોહન તારા મુખડાની માયા લાગી.
મુખડું મેં જોયું તારૂં, સર્વ જુગ થયું છે ખારૂં
મન મારૂં રહ્યું ન્યારૂં ન્યારૂં રે—મોહન તારા૦
સંસારીનું સુખ એવું ઝાંઝવાના નીર જેવું,
તેને તુચ્છ કરી ફરીએ રે—મોહન તારા.
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું,
તેને ઘેર સીદ જઇએ રે—મોહન તારા.
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો,
રાંડવાનો ભે ટાળ્યો રે—મોહન તારા.
મીરાંબાઇ બલિહારી, આસા એક મને તારી,
હવે હું તો બડ ભાગી રે—મોહન તારા મુખડાની.

૫૭ કબીરદાસ.

રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લેત
જેસી ઉનકી ચાકરી, એસા ઉનકો દેત.
મન મરે માયા મરે, મરમર જાત શરીર,
આશા તૃષ્ણા ના મરે, કહે ગયા દાસ કબીર,
કબીરા તેરી કોટડી, ગલકટે કે પાસ
કરેગા સો પાવેગા; કોણ બેટા કોણ બાપ
અજગર કરે ન ચાકરી, પંખી કરે ન કામ,
દાસ કબીર યું કહે, સબકા દાતા રામ.

૫૮ સુરદાસ.

વિષય વાત મમ માત તજીને, કૃષ્ણ ભજન તું કરવા દે.

ધર્મ વૃત્તિ એ ધરણી ધરનું, ધ્યાન મતીથી ધરવા દે.
અધમપણાને અલગ રાખી, ભંડાર ભક્તિના ભરવા દે.
નટવર નામનું નાવ મળ્યું છે, તો ભવસાગર તરવા દે.
નાશવંત નર નામ છોડીને, અક્ષય વરને વરવા દ—વિષય.

૫૯ ઉદયભાણ.

માન માયાના કરનારારે જરી જોને તપાસી તારા કાયા
પુછી જોને તું પંડીત પુરાણારે કાઇના અમર છે લેખ લખાણા
કાચી છે કાયા આ માટીની માયા માટીના ખેલ બનાયા
આણા તો સમજી અલગ થયા પણ બાળક બીચારા લપટાયા રે
લાખોની પાંખો ગઇ છે પીખાઇ જેણે મુછપર લીંબુ ઠરાયા
કાળના કોવાડાથી કોણ બચ્યું છે હોય ભલે રંક મહારાજારે—રે
સંધ્યાના જેવા રંગ સોનેરી વંધ્યાના લાડ લડાયા
જોબન ને તન ધન તેવા સમજવા પાણીમાંના પરછાયા રે—

૬૦ વીણાવેલી.

અરે શું માનવનો અભીમાન પલકમાં ટળી જશે રે
ખરે જેમ પીપળ ઉપર પાન પલકનાં ખરી જશે રે
પલકમાં ખરી જશે રે માટીમાં મળી જશેરે
ઘડી જીવતરમાં ઘડી એક સુખની ના આ......રે નથી
સુઢ મમતામાં તોએ મરતા આ......રે મથી
પામર નર નાદાન... ......અરે.
કાયા કલેવર કારમું છે ગંદકીનો ગાડવો
સમજુ જને સમજી જઇ અભિમાનને વણસાડવો
અભીમાન ફણીધરને નહીં દુધ પાઇને પોષાડવો
રાવણ સરીખે માનથી લીધો નથી કાંઇ લાડવો

૬૧ મીરાંબાઈ.

કાનુડો ન જાણે મારી પ્રીત બાઇ અમે બાળ કુવારાર—કાનુડો.
જ્યારે જમનાનાં તીરે હું તો ભરવાને ગઇતી રે
કાનુડે ઉરાડયાં આછાં નીર છાંટયા છરરરરરર—કાનુડો.
જમુનાને કાંઠે વાલે રાસ રચ્યો છે
સોળસેં ગોપીનાં ઝાલ્યાં ચીર ફાટયાં છરરરરરરર—કાનુડો.
હું તો વરણાગી કાના તમારા રે નામની રે
કાનુડે તાકીને માર્યાં તીર વાગ્યાં સરરરરરરર—કાનુડો.
બાઇ મીરાં કહે છે પ્રભુ ગીરધરના ગુણ વહાલા
કાનુડે બાળીને કીધા ખાખ ઉડી ફરરરરરરર—કાનુડો.

૬૨ માનસિંહ અસેસિંહ.

જળ ભરવા હું ગઇતી રે સાહેલીની સંગે
આડા આવીને ઉભા રે કુંવરજી નવ રંગે
જળ ભરવા સર્વે ગયાં એ વાડી મોઝાર
થઇ ઉભા દરવાન તે બંને રાજ કુમાર
રોકી રાખી સાસુજી રે અમો સઉ પનીહારી
નામ પુછીને મારૂં રે કીધા ઠઠા ભારી—જળ.
શરમાઈ ઉભા રહ્યાં શું અમ અબળા જોર
વિનંતી કાંઇ સુણી નહી દેખાડી નીજ તોર
તેથી અમો હાર્યા રે આખર એક સાહેલી
નામ દીધુંજ મારૂં રે ત્યારે દીધા મેલી—જળ.

૬૩

સંસારીયામાં કોઇએ બતાવો નર સુખીઆજી
રાજા પણ દુખીયારે, પ્રજા જન દુખીયાજી
દુખીયા જગતમાં જુવાનીયા—સંસારીયા.
આશા ત્રણુપમાં બંધાણા જીવડાજી
એક બીજાને લડાવીયા રે—સંસારીયા.
મનમાં મનોરથ મોટા મોટા બાંધીનેજી
અધર્મે આદરે અભાગીયા રે—સંસારીયા.
ધાર્યું હરીનું થાય મુરખ માને નહીજી
અંતે પડે ઘોર જુતીયાં—સંસારીયા.
ભવ રે સાગરને પાર ઉતારવાજી
રામનુ નામ લે તું પ્રાણીઆ—સંસારીયા.

૬૪ મોહનીચંદ્ર.

આવશે પ્યારી, આવશે પ્યારી આવશે રે
અહોહો, મારી હૃદય મણી પદમણી પધારશે રે
હીરા મંગાવું કે મોતી મંગાવું, પ્યારીનું મન શે માનશે રે
માળા મંગાવું કે ગજરા ગુંથાવું સુંદરીને શું શાવશે રે.
ચંબેલી લાવું કે હીનો લગાવું, રસીલી શાથી રાચશે રે—
લાડુ મંગાવું કે ઘેબર મંગાવું, મોહિનીને શું ભાવશે રે—

૬૫ મોહનીચંદ્ર.

ચોકને આંગણું ચાંદની રે ખીલી રૂડી રંગ રંગ રે
આવો સાહેલી રંગ માનવા

હરખા બોલીને બેન બેનરે વાતો કરી લ્યોની વહાલની
વહાલા વસે વિદેશમાં, બાળા બાળે વેશ;
સધ્ધર શાશા મોકલું, શાણુાને સંદેશ.
કુંજલડી રે સંદેશો હમારો જઇ વાલમને કહેજોજી રે
પ્રીતિ કાંઠાના હમે પંખીડા પ્રિતમ સાગર વિના સુના સુનાજી રે
કુંજલડીને વહાલો મીઠો નહેરામણ,
અમને અમૃત ખાણુ વહાલા પ્રીતમ પ્રાણુ—કુંજલ.
સાયબો મારો સુલક્ષણો, એઠા જુઠાં ખાય;
ઘરની સુખડી ના ગમે, સોગન જુઠાં ખાય.
તમારા સમ જો તમે મને વહાલા, જુઠડા સમ ખાવછોજીરે
પીયુ તમારૂં મનડુ માને ત્યાં જાવ છો,
ઘી ભર્યાં ઘેબર ઘેર રઝળે છે
કુશકા ખાવાને ધકા ખાવ છો જીરે—પીયુ તમારૂં
સોળ વરસની સુંદરી, સ્વામી વરસે સાઠ;
મોઢું જોઇને મોહી રહ્યો, લાડકી કરતી લાડ.
પગમાં કાંટો વાગ્યો (૨)
નહિ રે જીવું હું તો નહિ રે જીવું
મારી સગી નણંદના વીર હો રાજ—પગમાં કાંટો.
તેડાવજો મારા બાપાજીને રે
જોગી જતીને તેડાવજોજી રે—નહિ રે.

૬૬ **વીણાવેલી.**

ચાલો મારા ચતુર સુજાણુ હાં હાં
માને નહિ નયનનાં જાણુ હાં હાં
કાળજે ઉતારી તારી સુરતી રસિલા આવ—ચાલો.
ઘાયલ કીધો તેં પડેલા ધુતારી મારી નયનનો માર
દાઝયા ઉપર લુણુ વચન લગાડી પુરો કર્યો લાચાર
નખરેથી છેતર નાઝુક નાઝુકડી
માર્યો તેં હાય હાય ઠાર ઠાર
રસિકાર માર્યો તેં હાય હાય ઠાર.

૬૭ **મોહનીચંદ.**

મારી લાડકડી લજ્જાને સંભાળજો રે
આ આંખ વિનાની ટંખીઆંને પાળજો રે
એક ચતુર સુજાણુ શો શું કહીએ

તોય દંપતીને આશીશ દઇએ
હળી મળીને હેતે પ્રેમ હેમ સંભાળજો રે,
મધુરા મંત્રથી પાપ લુટારાને મારજો રે
નિર્મળ મતિ જળથી લ્હાય અનિતી નિવારજો રે
જળથી છુટે માછલી નોંધારી લાચાર
ગભરાતીના ગુણવતિ વિશ્વપતિ છે વ્હાર

૬૮ નરસી મહેતો.

વારી વારી શું શોભે છે વીરો બીજા પાંચીકા ને પોતે હીરો
ખીરશું ખોબલીએ ખાંડ ને ખીરો દેશે બેનીને બહુ હીર ચીરો
ધરણીધરનો સેવક સદા ધીરો જેને દેખીને લાજે અમીરો
શુભ ચાહક જગ વીરનું, બેન વિના નહી કોય;
વંશ વધારક તાતના, દિર્ઘાયુષ તું હોય.
આપ તું આશીશ, સુખડાં પામીશ, દુખડાં વામીશ બેન—વારી.
ધન ધન મારી બેનડી, જિણુ સ્વારથ તુજ પેર;
સ્વારથ સહુ સંસારમાં, નહિ નરસીને ઘેર.
સાચી સાચી પ્રીત ચોટી તારે ચીત ગાતું મનો ગીત બેન—વારી.

૬૯ વીણાવેલી.

જગતમાં તે નરને ધિક્કાર, તજે જે પરણી ઘરની નાર
બગાડે મુરખ તે સંસાર, બાળવે દીવેલમાં કંસાર
અરે કેમ હાથ પડે રે અ...ર સુંદરી ઘર શણગાર
ગુલાબના દગલામાં શોભે, ધગ ધગતા અંગાર
અંગ આપણું અબળા કહીયે, કહો ભાઈ અંગ તજીને રહીયે
અ...ર પ્રાણુ હાર—જગતમાં
ભળે કેમ કેશર કાવામાં, લસણુ તણો વઘાર
મધુર કળીમાં કુંગળી સુંધે, હીણભાગી સરદાર
કુસુમ કળી ભાઇ દીસે કરમાં છુંદે કળીને છાકી છરમાં
અર......કુંભાર,

૭૦ ચંદ્રહાસ.

ડરમાં તું દીલસાથ છોકરા ડરમાં તું દીલ સાથ
તુંને કોઈ ન મારે લાત છોકરા
તુંને સંભાળુ પ્રિતીથી પાળુ ચાલ તને મારા મહેલ દેખાડુ
ઘરેણાં વસ્ત્ર સારા સારા કાઢુ, ચાલ તું જો મારા મહેલના ચિત્રો

રમકડાં રૂડાં ન્યારાં વિચિત્રો, અરે મારા કેવા છે કંકણુ હાથ—છો.
તમે માયાળુ દીલ દયાળુ સકુના કહ્યા વિના હું નહિ આવું
માતપિતા તમ ભ્રાત કોપાવું, નિષ્પાળી હું સલજ કહાવું
નાના નહિ હું તો ત્યાં નહિ આવું, તમે મુકો મારો હાથ—છો.

૭૧ મોહનીચંદ્ર.

પ્યારી વાતો મધુરી કરો પ્યારની, કાંઇ ખાતર કરો દીલદારની
લોને લ્હેજત જોબનના શણગારની બોલ બાળા બોલ
મદનના બહારની
ઘુંઘટ ખોલો બાળા બોલો, જુવાની દીવાની દીન ચારની
સુણો વાતો સુણાતું જહેવારની બીક રાખો ખુદાના મારની
બધી ગદા મસ્તી આ સંસારની, નહી ચાલે હજુર કીરતારની
જમડા ઝાલે પુરા પછાડે, હેવાની નાદાની મુકો પ્યારની—બધી.

૭૨ ચાંપરાજ.

ફીટકાર છે ફીટકાર તુને નારીને ફીટકાર
ધીક તારી જાતને સુઝીયો વ્યભીચાર--ફીટ.
પતિવ્રત્તાનું ડોળ ઘાલે પતીની સાથ તું
અંતે તુને આશું સુઝયું ધીક છે અવતાર—ધીક.
કુળ લજાવ્યું મુળ લજાવ્યું ધણી લજાવ્યો
પ્રાણ જશે આ મારો આ તુજ કાજ નારી—ફીટ.
નફટ જરા ન આવી શરમ કર્મ શું કર્યું
ધર્મ તજી મર્મ તારો નાગણ્યો તે વાર—ફીટ.
જોગી રાજા ભરથરી તે નારી કાજથી
મરણ રૂપ મર્યું થશે નીચ હાથ નાર—ફીટ.
ફીટકાર છે ફીટકાર તને ધીકાર ધીકાર તને
તારી જાતને ધીકાર તારી માતને ધીકાર—ફીટ.
અને ધીકાર તારી સાથ પરણનારને ધીકાર

૭૩ અશરૂમતી.

આવો, આવો કુમકુમને પગલે
આવીજી ડગલે ડગલે
સુખ શાંતિ આપી સઘળે
રાડ હું દગલે દગલે
બીશો નહિ જરીએ બાળા
શા સતાવે છે ચાળા—આવો.

પારસમણી પડખે પેઠી, બીક સઘળી હેઠી બેઠી
ચીચું જે જે ચંડાળે, ભોમરીયું હા જુપાળે
મુકું હું હાથ કપાળે

૭૪ સુશીલા.

ભાગ્ય વીના નર ભમતા ભવમાં ભટકભટ્ટા ભારી
અતી દુખીયારા હાલત હાતા દેવુ વીહારી—ભાગ્ય.
કઇક કરતા નાચારી કઇક નર છે ભીખારી
કઇકને અસ્વારી કેવી, લીલા છે પ્રભુજી તારી
સુશીલા સમજે પ્યારી, વિયોગે અતિ દુખીયારી
અકપતીની લે ઉગારી, કષ્ટ કાપો કરૂણાકારી—ભાગ્ય.
કહું કષ્ટ શું ગીરધારી, વાણી ન પહોચે બીચારી
વીનતી યાચે નિજુચારી ઇશ દયા કર આવારી—ભાગ્ય.

૭૫ મોહીનીચંદ્ર.

હે વચન (૨) વજા રાખે ભગવાન સહાય તે ધણી રે
છે વચન (૨) પરમારથ કારણ પ્રાણ તરખલું લઉ ગણી રે
વીના વીનંતી વાદળ વરસે હરદમ ઉગે ભાણુ બાળા
તરૂવર ફરતાં સરવર ડળતા કોણ કરે છે તાણ
વીર વિક્રમ વિદેશ ભટક્યો શું લેવાને લ્હાણુ
તન ધન અરપે પર ઉપકારે, ચાતુર ચતુર સુજાણ.
પર ઉપકારીની બલીહારી જીવ્યું તેનું પરમાણ.

૭૬ કૃષ્ણચરિત્ર.

દાણુ માગે રે દાણુ માગે.
કાનો કાકરી મારે તો મને વાગે - દાણુ.
કાનો કીયા મુલકનો દાણી,
મારી નવરંગ ચુંદડી તાણી રે—દાણુ.
કાનો કીયા મુલકનો સુબો
મારી વાટડી રોકીને કાન ઉભો—દાણુ.

૭૭ ઉદયભાણ.

મુને સહાય કરશે મોરારી રે વારે ચડશે ગોવરધન ધારી
અહલ્યા ઉગારી મીરાંબાઈ તારી
એની ચિંતા કરીશ નહિ તું મારી
મંજારી બચ્ચાને બળતા ઉગારી,
મોક્ષ દીધો ગજેન્દ્રને તારી.

દ્રૌપદીના ચીર પુર્યા
થાશે તે સહાયકારી.

૭૮ ઉદયભાણુ.

બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો.
બોલો બોલો મેના બોલાવે, ડોલો રંગરસીયાજી ડોલો.
જરી ડોલો ડોલો ડોલો પ્યારી ડોલાવે.
મેના તારા વચનની વેણુ વાગી,
લાગી લાગી લલિત લ્હે લાગી
મેના વહાલી મેના કેના કહે પણ જાગી
જાગી જાગી અજબ જોત જાગી.
પહેલાં પોપટજી પ્યારા રામજી સંભારો
વ્હા વ્હા મેના શું સતી રતા વિસારો
ચતુર સુજાણુ સીતારામ ઉચરાવે—બોલો૦
પોપટજી પાંજર સોનાનું સજાવું
લાડલી હું લાલચું નથી કે લલચાવું,
સોને રૂપે શું બીડ ભીતરની ભાગી—વાગી
ભાવના ભુખ્યા સુતાવી ભાવના ભુલાવે—બોલો
રૂડા સુડાને રંગે રંગ રમાડો,
પાંખે ઘાલીને ફળ મીઠા ખવરાવો

૭૯ સરદારંભા.

દશા કરે તે કોઇ નવ કરશે મુરખ કરે અભીમાન
પ્રાણી બીચારૂં તુચ્છ મગતરૂં, કાળ કર્યાં અજાણ.
કુંપદમાં મરડાઇ મરે પણ, ધાર્યું કરે ભગવાન—દશા.
નીરધનીયા પળમાં ધતવંતા ધની થયા લાચાર
સદા સુખી કે સદા દૂખી, નહિ કોઇ જગતમાં રહેનાર
કુંપળ હસ્તી પાન ખરંતા, તે પણ છે ખરનાર
સત્ય ટેક ખાતર જે રહેશે, આફત અપરપાર
નામ અમર રાખે તે જુગજુગ, જનન્યું તેજ જનાર
નાહક આધીન છે કે નીચ જન, સત્ય સત સહાયક કીરતાર

૮૦ ઓરંભાણુ.

હરી વેણુ વાયછે રે હો વનમાં, તેનો રૂઢ વ્યાપ્યો મારા તનમનમાં
ચીતડામાં ચટપટી રે હો લાગી, જીવન જોવાને હું જાગી
રસીયાજીને રે હો રાગે, વ્યાકુળ કીધા છે વધરાગે

ગતમતે ભુલી રહ્યા ગેહની, વનમાં બંશી વાગે વેહની
ધીરજ મરીયા હો ધ્યાને, કાંકણુ નેપુર ઘાલ્યા કાને,
સેજે કાજલ રે હો સાર્યા, વેહમાં બાળકને વીસાર્યા.
પ્રીતમ પરવશ રે હો કીધા, લજ્યા લોપી મન હરી લીધાં
કંઇ કંઇ વાર્ગો રે હો કંથે પ્રભુજીને મળવા આવ્યા પંથે
ત્રીભોવન નીરખ્યા રે હો તમને, અંગમાં આનંદ વાધ્યો અમને
વાલમ જાયા રે હો વનમાં, મીરાંબાઇ મહાસુખ પામ્યા મનમાં.

૮૧ મીરાંબાઇ.

ગોરી ગુણીયલ જાશુ અમારે ગામ રે
નારી જપશે નીશ દીન નાથ નામ રે
માળ ધારી હાથે કહીશ સ્વામી સ્વામી
શીશ સ્નેહે નામી જેમ ભક્તિ ગામી જપે રામરે—ગોરી.
રાજકુંવર રૂડા અતિ, અવની માંહી અનેક,
દુધ થકી જીવે નહિ, મીન તણી એ ટેક
એમ કરતાં કસોટી જો કંચન થાશો
ગુણ મારા ગાશો પ્રીત પાણી પાશો
રંજ રતી, થાશો આપ કામ રે.

૮૨ રામ રતન.

જીવ જાતા એક જાણુ વિશ્વ સર્વ વેરાન દીસે,
વિશ્વ સર્વ વેરાન દીસે ક્યાંય આરામ દીસે;
સુના મંદીર સુની મેડી, સુનાં જાળી જાળીઆં
સુના દીલને સરવ આજે, સાગમતા સમશાન દીસે
માટીનું ખોખું તજી, એ પ્રાણ પંખીડું ગયું;
આ માટીના ગાળા મટી એ ખોખું પણ નાના દીસે—જીવ.
જીવતા જે જાણતા તો આ મારો છે,
તે પંથી તો પંથે પડયો આ જીવતો ના કામ દીસે.

૮૩ રામ રતન.

કોયલડી કાં કરે કલોલ કંઠ મારો ઝુલે આંબાની ડાળ,
બોલ તું એકવાર મીઠડી બોલ, રસના રંગે ડોલે મારો લાલ—કો.
કાયમ બોલે રનીયા ડોલે, ગીરી ને ગગન રે,
મંદ પવનની લહેરો ડોલે, મારા સાહેબાનું ડોલે જોબન;
બોલ તું એક એક વાર મીઠડી બોલ—કોયલડી.
તારે બોલે મારો સાહેબો ડોલે, તો છુટે અજબ રસ ધાર રે;

એ રસ ધારે બીજી રસીક ગુણે આપુ તે આપુ આશીષ હજાર.
બોલ તું એકવાર મીઠડી બોલ—કોયલડી.

૮૪ ગુણસુંદરી.

જાર નર નારને ધીક્કાર છે હજાર વાર—ટેક.
જાણો તેવડો ગમાર, મુરખનો સરદાર;
અપરાધી એ અપાર, સમજો સજ્જન સાર—જાર.
દામને ઉડાવનાર, વખત ગુમાવનાર,
શરીરને સુકાવનાર નરકનો ધરનાર
લાજને લુંટાવનાર. જગતમાં જાણો જાર—જાર
પ્યારમાં જતો હજાર, બહુ થયા ખુવાર;
નથી મળ્યો જરી સાર, વ્યભીચારમાં લગાર;
શુપર ઘણેરે ભાર, વ્હાલો પ્રભુને લગાર;
નથી નથી તલભાર, અંતરીક્ષ પ્રભુ મારમારશે અપાર.
ગદા મોગરીથી ઠાર,
પછી નરકના દ્વારમાંહી,
જમદુત હડસેલી નાંખે નીરધાર—જાર

૮૫ નવલ કુસુમ.

છોડો સામુ અરેરે (૨) જોશે કોઇ તો કહેશે છીનાળ,
એમાં શાની ડરે છે (૨) હજુ હું છું કુંવારી બાળ;
આળ ચડેલી બાળનો કોઇ ન ઝાલે હાથ,
તે આ બંદો પ્રેમથી પરણી થાશે નાથ;
જેવાં આ બાઇ હરખાં તેવાં આ બાઇ સરખા,
કહે કેવી જુગતી છે જોડી, દીધી જોડાની નહી પામી ખોડખાંપણ

૮૬ કામલતા.

કપટી દીલ તારૂં તપાસી જો વાંસી રહ્યો કાં હાં હાં
કુંવારી બાળા ફસાવી ખોટી, લલચાવી તે ભુલી ગયો કાં—કપટી
વાણી મીઠી તારી ઝેરે ભરી, મારી જીંદગીને ધુળધાણી કરી
રાખ ઇશ્વરની બીક મનમાં જરી,
જાય છેક અભીમાનમાં વધ્યો કાં—કપટી.

૮૭ કુલીન કાન્તા.

અરે હું મસ્તાની પ્રેમની, મને કોઇ ન છેડો રે;
લાચાર હું બીચારી છું, શીદ લ્યો છો કેડો રે,
જુવાનીથી દીવાનીથી છું, મારો છોડો છેડો રે—જોબા અરે.

પ્રાણદાન છે પ્રીતમાં, મુક્ત્રી કરજો પ્રીત;
પ્રાણદાન તો સેહેલ છે, કઠણ પ્રીતની રીત;
આધાર તું કીરતાર, મારો પાર બેડો રે—અરે હું.

૮૮ ખાએઅહુસ્તી

વાહજી ગાહજી રંગ રસીયા બનને બંવર.
રસ લુંટકર ચલ દીએ,
શેલ ત્રુટી ત્રુટી હય બહાર,
કયા ખુબ કયા ખુબ,
કયરી બહાર દીખાતે હો પ્યારે
ચમનમે ગુલ ખીલા બંવરસે ઝુલ ગીલા
કરત પ્રીત નીત્ત મતલબકી;
પ્યારે ન બોલો સુખન ગેહ;
દીલે શયદા હમારા તુમહારા હુવા
બાતે ન અપની બનાવો તોરે સઇયાં;
વાહ વાહ વાહ રંગ ખુબ આજ હય.

૮૯

ધુંએકી ગાડી ઉડાએ લીએ જાએ
પયશેકા લોભી ફેરંગી ચારે બાજુ,
જાત નહિ દેખે જમાત નહિ દેખે,
ઓડીમે સબકો બીઠાય લીએ જાય
હીંદુ મુસલમાન બંગી ચમારસે,
ટીકીટકે રૂપઇએ ગીની લીએ જાય
દીલ્હી શહેરસે ચલે જો મુસાફિર,
મુંબઇ કલકત્તા ભગાય લીએ જાય—ધુંએકી.

૯૦

જપતી પ્રીતમની જપમાળ, જુવતી જો અલબેલી;
જોબન રસ રંગે જોની, આ બની ઘેલી,
વ્યાકુળ જુલના વિણ વહાલી વેલી—જપતી.
તન મનમાં વ્યાપી રહ્યો, જોબન વસંત જોગ.
રસ ભોગી રસીયા વિના, રમશે કયાં રસ રંગ.
જાણ્યું ન જડીઓ કોઇ રસીઓ રંગીલો;
ચપ ચપ કરતી લેતી જા તું ચમેલી—જપતી.

પેટ દુખે શીર કુટતાં, સંકટ આ ન સમાય;
ભગતાને ભાળી સખી, હઇડે શું હરખાય.
આહા અકળાએ શાને છેલ છબીલી—વ્યાકુળ.

૭૧ ઉજાહેવડી.

જરી જોરે શું રીસાય, રસીલી નજર મીલાવી લે (૨)
ચટપટ ચીનમાં લાગી ચતુરા ચહેરા જોવા દે;
હીરા મોતી માગ્ય મધુરી ઝાંઝર ઝુમણા લે,
મદન અગન તનમાં લાગેલી તરત બુઝાવી દે;
સમતા નથી રહેતી રે સલુણી મરમ વચન મુકી દે.
કલ્પલતામાં છબીલી તુજ છાયે પામર પંખી લે.

૭૨ વીણાવેલી.

ઉગ્યો સખો સૃષ્ટિનો શણગાર હાંરે,
ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમાં
જોને પ્રેમ ધેલી ભુમીના દેદાર,
જોને ડોલે સજી આનંદમાં—ઓહો.
ધન્ય ધરા સુંદરી તને, ચતુર ચંદ્ર તુજ કાંત;
શાંતિ પાઠ પઢાવનો, સાધીને એકાંત.
ધરણી પડી પતિને પાય, શીક્ષા શીરે ધરે રે
ગુણીયલ ગોરી પતિ ગુણ ગાય, શાંતી ચીતે સ્મરે રે,
ધરાને બ્હેન ધરતી માતાનું કહ્યું કાન
પ્રીતેથી કરો સંસાર સુધારસ પાન—ધરણી.
ચંદ્ર સુખે ચીતાઇને, તારાના સુખ સ્થાન;
સદગુણીના સુખ ભાળીને, રૅમે દુષ્ટના રામ;
સખી જેને પતિનું માન, તેના ગંધર્વ ગાએ ગાન,
પામે દેવી સમાન સનમાન, રમે રામા રસીક લપતાન,
ધરતી નાર સમ ગ્રહણીઓ, સેવે સ્વામી પાય;
ચતુર ચંદ્રસમ ધણી મળે, જ્યાં જ્યાં ત્યાં ઉચરાય—ધર.

૭૩ કરણપેલા.

આંખલડી અણીઆરી રે, જરા નચાવ નખરાંવાલી,
જે નખરે રે તારા વાલમજીને વશ કીધા;
ભમર કમાન જરા ખેંચી ખુલેથી, કોન કટાક્ષ કર આલી રે
જરા નચાવ નખરાં વાલી.
જે નખરે રે તારા વાલમજીને વશ કીધા,

લટક મટક અને ચટકતી ચાલ આમ, ઝંઝરથી ઝમકાળી રે,
જસ નચાવ નખરાં વાલી.
જે નખરે રે તારા વાલમજીને વશ કીધા,
સો લટકો મટકો ચટકો આ, આલી સતાવો શું ડાલી રે,
જુઓ નાચે આ નખરાં વાલી,
જે નખરે રે તારા વાલમજીને વશ કીધા.

૯૪ ત્રીવિક્રમ.

પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે,
શોભે રજની સુંદર શોભાજ
હેતે રમીએ સંધાતે સહીયર આપણે રે
માંહે જડીયાં છે નીલમ માણી નંગ—હેતે.
મળી આજે આપણે, ધરી સોળ શણગાર;
કર કંકણ ચુડી ચમક, ચંદ્ર તેજ એક તાર.
હીરા રત્ન જડીત ઉર હાર છે રે,
મોતી ગુચ્છલ લટકે છે બાજુબંધ—હેતે,
અંબોડા ફુલે જડયા, સર સેથે હીંગુલ;
કીધા કુમ કુમ ચાંદલા, મુક્તામાળા ઘર.
આરસ પારસમણી જડેલો ચોક છે રે,
તેમાં વરતા હઇયે નણદલ વીર—હેતે.
પહેર્યાં ઝાંઝર પ્રીતથી. ઝમ ઝમ કર ઝણકાર;
ફરીએ સહીયર ફુદડી, આ રજની મોઝાર.
સખી વેલીઓ ફુલી એ વિધ વિધ જાતની રે,
તે તો આપે છે શી સુંદર સુગંધ—હેતે—પુનમ.

૯૫ પવિત્ર લીલાવતી.

બાઇ પટારો કેમ ઉઘાડયો જોક કુંચી એસારી કેઇ;
સાહેબ બાપા બહાર ગયા છે, શું ગુંજામાં ઘાલ્યું લઇ
બધું ઘરેણું કયાં લઇ ચાલ્યા, આમ કરી તસ્કરનું કામ,
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ
ચબાવલા તું ચળી ગયો છે, પરની તારે શી પંચાત;
બસ બસ તારે નહી બોલવું હમણા પાછળ પડશે લાત.
નીચ જાત ચાકરની તારી, આખર જોડા ઉચકનાર;
આવ રાંડના હવે અડાવા, બંદા તો ચાલ્યા બહાર.

૯૬ મોહનીચંદ.

ધીરી ધીરી સુંદરી જરા ધીરી,
તારા વાંસે લીધી છે ફકીરી—સુંદરી.
નયન મીલાવો પ્યારી હસી બોલાવો
આપીશ આખી અમીરી—ધીરી.
રૂપે રીઝાવું કહે તો સોને મઢાવું,
દુઃખ કર તું દીલગીરી—એથી દુર—ધીરી.
ધીરા ધીરા કુંવર જરા ધીરા,
સગા માડીના જાયા ઓ વીરા—કુંવર—જરા.
જેવી પોતાની તેવી નારી પરાઈ,
પરસ્ત્રી પરભવ પીડા,
રાવણ રોળાણો દુરીયોધન દળાણો
કટ્યા કીચકના થઇ ગયા ચુરા—ધીરા.

૯૭ વીણાવેલી.

સુંદર સામળીઆ, નાંમ જપીશ નીત્ય તારૂં
મનહર ના મળીઆ, કાશી કરવત ધારૂં.
શામળા શણગાર અમારા, કાળજુ હર્યું કામણગારા
વીનવે કરગરી દીન દારા, દરશન દો દીલદાર તમારા;
કયા હું કહું દુખ મારુ—સુંદર.
આસપાસ નહિ વાસ જહાણુ, અરર ત્રીભુવન ભાસતુ કાળુ;
નીરખુ નહિ કદી મુખડું રસાળું, જઇ હીમાલય ગાત્ર હું ગાળુ
હરી દેવ દયાળુ—સુંદર.

૯૮ પવિત્ર લીલાવતી.

પ્રીતી પાતરની કરનાર, સરવે મુરખના સરદાર;
નીતિ નીપુણ ગણે નાદાન, પીડા પામે અપરંપાર.
જેની સાથે જવ તળ બાળી, માત પીતા પરણાવે,
એને ત્યાગી નિરભાગી નર, આપણી પાસે આવે.—પ્રીતિ.
પતિ સુખ પકવાન સરખું, તમ થયા નહી તેથી;
ગણીકા ગમન વમન સમ ગણવું, અરે થશે શું એથી—પ્રીતિ.
શું એનાથી કારજ સરસે, એ શું સારૂં કરશે,
શ્વાન સમાન સદા અથડાઇ, મોત વગર તે મરશે—પ્રીતિ.

૯૯ ચંદ્રહાસ.

ચયાછો રે પતી તેજ પ્યારી તનના ઉર હસી વળી આજે

છેલ છબીલા રૂડા રંગીલા રાજપુત્ર પ્રખ્યાત.
જોશા બાગે, અનુરાગે, ચીત લાગે, કેમ ત્યાગે,
પ્રભુ મેં તનમન તમને અરપ્યું થઇ રાજી—થયા.
કૃષ્ણ કૃપાએ તમોજ મળીયા દીલમાં જે ચિત ચહાય,
નોતુ નકી, નોતુ વકી, નિશા પકી, વિધિ લખી
પ્રીયા ઉત્તમ તન બની દેવ સુંદરી, પદમણી મળી આજે—થયા.
મહેલ જતાં તે દી તરછોડી હવે ન મુકુ હાથ;
ચાલો આવું, મન ભાવ્યું, કેમ નાવું, પ્રિય કહાવું:
હવે હાજર છું તનમન ધન દેવા, જેમ પ્રેમ છાજે—થયા.

૧૦૦ ઉદયભાનુ.

સાહેબા સલુણા નાની નણદલના વીરા,
લાલા લટકાળા મને (૨) આછા આછા ઘાટ ઘડાવો મારા સાહેબા
સરખી સહચર મળી હાંસી કરે છે
લાજી મરછું બાઇ (૨) વેલા વેલા સોનીડા તેડાવો મારા સાહેબા.
નાનુ શું નાથ એક ઝુમણું ને મહી જીણાજીણા હીરલા જડાવો
નવસેરો મોતીનો હાર મારા સાહેબા જીણાજીણા નીલમ મુકાવો
જોગવાઇ જાસ્તી જો હોય મારા વાલમા, કંકણુને માણેક મઢાવો
ગરીબધણીને બાઇ ઝાઝુને શું કહીયે, બસ આટલેથી મનવાળી દઇએ
બાઇ સાબ મોટા એક પાણો માગી લઇએ—સાહેબા સલુણા.

૧૦૧ સૌભાગ્ય સુંદરી.

પહેરી ચોળી લટકા મટકા કરતાં આવ્યાં
રંગે બોળી સાડી ઓઢી મન લોભાવ્યાં;
ઝાંઝરના ઝણુકારે દર કંકણના ખખડાટે
કાજળથી નેત્ર દીપાવ્યાં—પહેરી.
હવે શરમાવો કાલા, શાને દીયરજી મારા;
બોલો બોલોજી બોલો બોલો
મેં કેવા તમારાં નખરાં તો જણાવ્યાં—પહેરી.

૧૦૨ વીણાવેલી.

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ;
તારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ,
રાખે જેવી રીતે રામા, રંગ તેવી રીતે રહીએ—સદા.
પીપળ પાન ખરંતા, હસ્તી કુંપળીઆં;
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપડીઆ.

નદી જોઈને તેવી નીત, કોઈની નબતી જોઈએ;
દશાના ઢંગ રતુના રંગ, જેવી દેખી લઈએ—સદા.
કદી આડેલે માળીઆં, કોમળ છપ્પર ખાટ;
કોઈ દીન એવો આવશે, ભુખ્યા ન મળે ભાત—સદા.

૧૦૩

ખટવા ગુંથન દેરે મીજાજવા—ખટવા.
આ મેરે બાલેકા બાલા જોબનવા—ખટવા.
ચીકનેમે ચીકના પીપળકા પતવા, દુસરા ચીકના ઘી
તિસરા ચીકના ગોરીકા જોબના, યારોકા લલચાય જીવ આજ
નદી કીનારે પલંગ બીછાયા, પાયા ફુલ ફુલ જાય,
કીસ પાપીકી નજર લગી, મેરા પડદા ખુલ ખુલ જાય—એ.
નદી કીનારે બગલા બેઠા ચુન ચુન માછલી ખાય,
બડી મછીને ડંખજ મારા, તલપ તલપ જીવ જાય—આજ.

૧૦૪ પવિત્ર લીલાવતી.

સખીઓ નીજ નીજ નીતિ ધરમ સદા સંભાળીએ રે;
પરમ પવિત્ર પટકુળ પહેરી પરીધાન
શાસુ સસરા માત પિતાની સેવા સાચવો રે;
ભાવ સહિત ભક્તિથી નીત ભજીએ ભગવાન
એવા ઉત્તમ ગુણથી, ઉભય સકુળ અજવાળીએ રે—ટેક.
નજરે નજર ન મેડીએ, નાથ વિના નર સાથ;
પર નરને નવ આપીએ, તાળી હાથો હાથ.
હસવું રમવું જમવું, એકાંતે નવ બેસવું રે;
પતિ વીણ પતિના, પણ સહ મિત્રોની સંગાથ—એવા.
નાથ વિના કરવી નહિ, વિનોદ ક્રીડા વાત;
વિશ્વ વિરૂધ ન વરતવું, ભલે તાત કે ભ્રાત.
સજની ભ્રષ્ટ થવું નહિ, સુંદરી સઘ આચારથી રે
નિરલજ નટ ખટની સોબત તજવી સુજાન—એવા.
કુદી કદરૂપ કુબડો, નિરધન નિરબળ કાય;
મતિ હિણુ પતિત પતિ મળે, એ પતિને સુર રાય.
જોડી પગ અંગુઠે દ્રષ્ટિ આણુ ઓઢીએ રે,
સુખકર સાચવીએ સહુ સાથે સંપ સદાય—એવા.
ઉચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ;
લલિત બેન કરવો નહિ, વડીલથી વિવાદ.

ચંચળા ચાલે ચટક મટક ચતુરા ચાલ ચાલીએ રે;
શિવસુત કેશવની શીખામણ અંતર ગાદ—એવા.

### ૧૦૫ ઉમાદેવડી.

નથી જગતમાં સાથ સંબંધી વિના ત્રિભુવન નાથ,
શું ફોગટ ફાંફાં મારે મુરખડા ભરે આભથી બાથ.
કમળ પત્રપર જળબિંદુને સુકાતાં શી વાર;
શ્રાવણની જળ ભરી વાદળીઓ, વિખરાતાં શી વાર;
જીવતર સમજવું તેવું, આખર ન લેવું દેવું
જીવ જવું છે ખાલી હાથ, અંતમાં પાપ પુણ્ય સંગાથ.
પંથી જીવ પામી ગયો, નરભવ નગર બજાર;
સોદાગર સમજી જઇ, કરો પુન્ય વેપાર.
જીવ જવું છે ખાલી હાથ, અંતમાં પાપ પુન્ય સંગાથ.

### ૧૦૬ વિજયા વિજય

ધન ભાગ્ય પધાર્યા ભમરા, છો દિલહર કાળા કમરા;
મલાપતિ આપ હું કમલા, રસિયા રસિક શણગાર,
તું પ્રેમ બતાવે ખોટો, પાતર ઘર પ્રીતિ તોટો;
નહિ ગુલાબ હજારી ગોટો રે તું છટકેલ છકેલી નાર,
શણગાર મઝા નહિ માની ફોગટ સમજે જીંદગાની
છે ધરમ કરમ ધુળ ધાણી રે—શણગાર—રસીઆ
છે વિષય વિષનો પ્યાલો જમપુર નક્કી જ્યાં ઝાલો;
ભાવ એજો મદનથી મહાલો રે છટકેલ છકેલી નાર.
હજુ કુંવર તમે છો કાચા નથી શીખ્યા મદનની વાચા
નથી નયન મુરલાએ નાચ્યા રે—હજુ.—રસિયા.

### ૧૦૭ પવિત્ર લક્ષ્મી.

નયન મિલાવી લે ઓ છબીલી, નયન મીલાવી લે;
ચટપટી ચિત્તમાં લાગી ચતુરા, ચુંબન કરવા દે,
મોતન માળા જડીયન સાડી, જે જોઇએ તે લે—રસીલી.
લગની લલના લાગી રહી, તુંજ મ્હોરો જોવા દે;
નજુક વેલી કોમળ ખીલેલી, કળી ચુંટવા દે—છબીલી.
મદન અગન તનમાં લાગી, જલદી બુઝાવી દે—છબીલી.
આલીંગન આવી અલબેલી, ભેટે પ્રેમની લે—છબીલી.
અધરામૃત રસ પાન કરાવી, મધુર વચનરસ મુખ કહે—રસીલી

૧૦૮ અશરૂમતી.

શું નટવર વસંત થેઇ થેઇ નાચી રહ્યો,
નાચી રહ્યો જગ નચાવી રહ્યો—શું.
કોયલ મધુર મોરલી બની, છેડે નટવર કાન;
વિરહ ઘેલી ગોપી ઘણું, તજી નીકળી અભિમાન.
રસિયા વિનાની બની બાળા હો બાવરી,
વેણુ વસંત ચિત્ત વિંધી ગયો—શું.
શિતળ સુખકર પવનની, લ્હેર ઝુમે ચોપાસ;
જાણું રાધા કૃષ્ણજી, રાસ રમે છે ખાસ.
વિધ વિધ પંખીના વેણુ ઘુઘરી ઘમકે રે,
મહિ મહિ મેનાના નાદ, ઝાંઝર ઝમકે રે,
નવ પાલવ વાઘા ધરી, પચરંગી શીર પાવ;
ફાગ લાગ સાધી રમે, મદનરાજ મહા ભાગ્ય
લ્હેરી લાલાથી રમ લલનાઓ લાડમાં,
પ્રીતિ ગુલાલ લાલ છાઇ ગયો—શું.

૧૦૯ ભરથરી.

ધીક ગુલા ધીક મુજને, ધીક કામ વિકારજી;
જેણે ભુલાવી મને સતથી, કર્યો નીચ વિચારજી,
ભેખ રે ઉતારો રાજા ભરથરી.
ક્ષમા રે કરો રાજા રંક છું, નારી અજ્ઞાન જાનજી;
અન્ય વખત આવું નહિ કરૂં, લાજ્યા માતને તાતજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી.

૧૧૦ ભરથરી.

કપટ રૂપા રાણી પીંગલા, આ શું બોલો વચનજી;
રાજ રે તજ્યું તુજ કારણે, તે વિચારીને મનજી,
ભિક્ષા દેને મઇયા પીંગળા.
તું રે ખોટી ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી;
અલખ જગાવું વન એકલો, જેથી પામું ઉદ્ધારજી;
ભિક્ષા દેને મઇયા પીંગલા.

૧૧૧ ભરથરી.

સુણ સ્ત્રી છત ભરથરી ભુપ, ઉજેની તારીમાં ન રહું રે
રાખ ચતુરાઇ રહે ચુપ—ઉજેની.
હવે માળવાનું અન્ન ન ખાઉ—ઉજેની.

વેગે અરણ્યમાં હું તો ચાલ્યો જાઉં—ઉજ્જેની.
ધિક ધિક લપટાણો મતિ મંદ—ઉજ્જેની.
ફટ ફટ સમજ્યો ન નારી ફંદ—ઉજ્જેની.
ફસ્યો પીંગળાના પાપી પંજા માંહ—ઉજ્જેની.
વાગે ત્યારે સંભાળજે તેનો ઘાવ,
ચાલ્યો જાઉં સાચો ક્ષત્રી ધરી હામ—ઉજ્જેની.
તારી ઉજ્જેણીમાં ટકવું હરામ—ઉજ્જેની.

૧૧૨ વીણાવેલી.

પાતળીઆ પરીશ્રમ લ્યો શાને પોઢોને મારા સમ મારા સમ છે
ચાલોને ચપળા આવું હું આટલે નાથજી મારા સમ મારા સમ છે
ચિંતાને ટાળી, પુંઠ ન ભાળવી, લુંડીને ભાવળી
આ પ્રાણપતિ મારી વતિ—પાતળીઆ.
રસીલી તું તો રોજ હસતીને હસતી, સતિપાસે જરા પતિનેહોયરેતસ્દી
અલબેલી રાખે રમણુ સુખી, વ્હાલે તેને ધન્ય તેને ધન્ય છે
પતિની ઉદાસી ટાળી રહે દાબી
આ શાણી સતિ ભાગ્ય વતિ—પાતળીઆ.
ચાલચાલ તોયે થોડેકસુધી આવું જાઓ ત્યારે મારેજ નથી જાવું
તારા જેવી સતી સુંદરી પામે વાહરે તેને ધન્ય ધન્ય છે.
મોહનની માળા જપે બેઠી, બાળા છબિલા છોગાળા;

૧૧૩ ઉદયભાણુ.

બાળા ભોળારે કુમારકા પરણીને પસ્તાયા રે
પેહેલાં ફુલી થયાં ફાળકા, લફડામાં હરખાયા રે
ચાર દિન જહુ લાડકા, મનડામાં મલકાયા રે
મેં તો જાણ્યું કે બાઇ ફુલડે પુજાઇશું;
ખાજાં જલેબી નીત નીત ખાઇશું.
મેં આગથી મનમાં ધાર્યું માનમહિ મરડાઇશું;
નણદીના વીરાને ઘડી ટીંગળાવી ભાગોળે ભુ પાઇશું રે
મોહન મળીયા, વાતમાં વઢીયા—
નળીયા ખખડીયાં, વાણી ઉચરીયાં (લે રાંડ દીવો)
મેં કહ્યું ઉહું (૨) ચડસમાં ચડીઆ, ખુબ કકળીઆ,
ઉહુંનું ઓસડ ધોકા પડીયા—પરણી.
પરણ્યો પીટયો પરઘેર ભટકે ઘરમાં ન ખાવા પીવા રે
વરણાગીમાં વાંકો હીંડે, પતિ કુળ એવા દીવા રે

તેચે ઓ બાઇ રે પોકે શીખાઇએ—પરથી.

૧૧૪ બહારે ગુલશન.

કસુંબી કસુંબી કસુંબી કસુંબી રંગ હો ગએ,
એક તો મેં નેનાં કસુંબી કસુંબી રંગ હો ગએ;
કાં કાં જાગે સારી રાત, નેનાં કસુંબી રંગ હો ગએ;
એક તો મેં રાજા (૨) મેં રાજાકી બેટી (૨)
મેરા સઇયા હે નાદાન, નેના કસુંબી રંગ હો ગએ;
એક તો મેં પાનો મેં પાનો, મેં પાનોસે પતલી;
સજે હે સોલે શીણુગાર, નેનાં કસુંબી રંગ હો ગએ,
એક તો અંધેરી અંધેરીસી રતીઆ (૨)
બની છાયા ઘમઘોર નેના કસુંબી રંગ હો ગએ.
એક તો બાલિ મેં બાલિસે ભોળી;
મેરા સઇયા હે નાદાન કસુંબી રંગ હો ગએ.

૧૧૫ સોભાગ્ય સુંદરી.

મારા મનમાં તનમાં ભર્યો છે ડર્યો છું ભય જાઉ ગજ જોતી
વ મેં ભાગતાં ભાગતાં (૨) નાકુ વેસરનું મોતી,
હાલવું ચાલવુ જીવ મારો ગભરાય;
કેદી ફરી મારૂં મળશે મોતી ગોરી હું કાઢીશ ગોતી—મારા.

૧૧૬ વિબુધ વિજય.

પ્રેમનો કોલ દીધો રાજકુમાર મારા થઇ ચુક્યા પ્રાણ આધાર
મારા રસીયા રાજકુમાર—પ્રેમનો.
દીધો કોલ આ પ્રીતથી, ગણો સદાનો દાસ;
રસીલા રસ બસ કરી,નાંખી પ્રેમનો પાસ—પ્રેમનો.
મધુર મુખ જોયા વિના, ક્ષણ હવે રહ્યું નવ જાય;
ધર્મ વિધિથી હસ્ત મેળવ્યા, વિના ચુંબન નવ થાય.
પ્રેમનો કોલ દીધો રાજકુમાર.

૧૧૭ વિક્રમચરિત્ર.

કોઇ દુધ લ્યો દિલ રંગી
શોખીલા સાથુ ઉમંગી હો,
કોઇ પીએ કસુંબલો, ગાંજો પીયે અબધુત;
દારૂ દીવાના પીએ, શાના પીએ દુધ—કાં કોઇ.
એક અમીરસ દેવનો, બીજો રસ છે પ્રેમ;
ત્રીજો રસ ગોરસ ભલો, પીવે શાથી હેમ.—કોઇ.

ગોરી ગવરી ગાયના, ગોરા અમારાં દુધ;
હું પણ ગોરી ગોરડી, ગોરૂ દીસે શુદ્ધ—કાં કોઈ.
હેમ કટોરો હાથમાં, માંહી અમૃત સાર;
ચતુર હોય તે ચીતવે, ગુણ સમજે ન ગમાર.
કોઇ દુધ લ્યો દિલ રંગી.

## ૧૧૮ ગુજરાજ.

ગુલાબી મધુ પાજો મારા લાલ, મારા રંગભીના મહારાજ,
મારા રસીક છબીલા રાજ—ગુલાબી.
કામની કેરા કંચડા રે, જોબનીયાનું જોર
રસીયાનો રસ પ્રાણ છે રે મીઠો મધુરા તોર—ગુલાબી.
એક બુંદ બંધન હરે રે, પ્યાલો હરે સહુ પાપ
સીધો સરગનો સાથીડો રે, આપે આનંદ અમાપ—ગુલાબી.

## ૧૧૯ રાણકદેવી.

આવી રે રંભા જાણી જવા કેમ દઇએ—ટેક.
અંગે અંગે મનોહર સુંદર સોરઠનો શણગાર;
વીજળી એક વરજો બીજે ખોટ ખાય ખેંગાર—આવી.
નીપજ્યું રતન આમ નીમાડે, નહોતી ખબર લગાર
નહીતર દેશળ દીન કેમ કાઢત મામા રાખેંગાર રે—આવી.
વીશળ મામાનો કટો વેરી, સોલંકી સિધરાજ;
આવી આંગણે લઇ જાય તો, જાય આપણી લાજ રે—આવી.
અનેક યુગ્તિ જઇ વાપરવી, પ્રીને મામા પાસ;
પરણો મામા મળી પદમણ, નહીતર અજે ઉદાસ—આવી.
સિધરાજનું સગપણ ખંડન, કરવું મારે કામ;
હઉ મામાને પરણાવી તવ દેશળ મારૂં નામ—આવી.

## ૧૨૦

બંસી વાલા આજો મારે દેશ,
થારી સાવરી સુરત પ્યારા બેસ—બંસી.
આવન આવન કર ગયોજી, કર ગયો કોલ અનેક;
ગીણતા ગીણતા ઘસ ગઇ મારી,
આંગળીઆરી રેખ જાસાજી આંગળીઆરી રેખ;
સાવરીયા રસીલા સલુણા, પીયાપે જીવાપેકરૂંજેની
રરાથી. સાવરીયા.

૧૨૧

નારીના કટાક્ષ આગળ પુરૂષ છે ગુલામ;
ભાવના કરોને હરીએ પુરૂષ હામ.
આ ભરચુટીનો વિલાશ છે શતી મંદ હાસ્ય;
મધુર વચન મંદ ગતી, પુરૂષ પાસ.
રણને વિશે બાણુ કોટી, નર નીવારે શુર;
આ કટાક્ષ બાણુ દારી, પડે યોધ પુર.

૧૨૨ ઉમાદેવડી.

હરમાન ઘરમાંહી હડીઓ કરે ત્યાંતો કેી રીતે બેશ બાકુ બને
ઘંટીના ગાળાને બંટીના ફાકા ત્યાં પીરને ખાંડનું કહેતુ મને
મારે તો માડી નહીં બસ બાકુ, ખાકુ તો બાકુજ બાકુજ ખાઉ
જા જા પીટયા હું તો કયાં લવા જનકુ—હરમાન.
માડી મને બાકુ, હુકુ મને બાઉ,
કાળા મોંના ક્યમ કાળગુ ખાકુ—હરમાન.
માડી મને બાકુ, હુંહું મને બાકુ, જાને તું લાવ બસ બાકુ (૨)

૧૨૩ દ્રોપદી.

સખી સ્વપ્ન મહીં મનમોહન મેં નીરખ્યા એકાન્ત વિશે શયને,
શરમાઇ રહી રતી નાથ મહે મુખથી નહીં કાંઇ બોલાય અરે;
નિચું જોઈ રહી દ્રગ પ્રેમ ભરી ખણુની પ્રભી નીજ પાય અરે
કર સાહી રસીક રૂદે વળગ્યા કરતાં બળીરીન થયા અકમા;
તુટી હાર ગયો એ રકા ઝકમાં કસી કચુકાની છુટી જાય અરે,
છુટી કેશ ગયા વિખરાઇ અરે ગઈ દેહ કળી કરમાઇ અરે
ગયાં સ્વેદથી વસ્ત્ર ભીંજાઇ અરે પણ નાથ થયા નગણાજ અરે,
મનથી મન સેજ ગયું પીગળી જેમ સાકર દુધની સંગ ભળી;
કીધ ભોજન નાથની સાથ મળી મુખવાસ સુવાસ અપાય અરે.
મુખ તાંબુલની પીચકારી ઉડી રે અચાનક નાથને અંગ પડી.
સખી તે રજની અને તેજ ઘડી રસિયો રીસ લાવી રીસાય અરે,
સજી શસ્ત્ર શરીર શું અશ્વ ચડી રણુ જાય પિયુ અરે હુંથી લડી;
સખીઓ વિનવું તમ પાય પડી કરો જે રીત નાથ મનાય અરે,

